આનંદનો ઝરો

પેટંટ પુસ્તક નામે

# રાવ-કવીની રંગતો


રચી છપાવી પ્રસીદ્ધ કર્તા

રાવ-કવી અંબાલાલ પ્રભાકરજી.

નિવાસી નડીઆદ. હાલ મુ. કાલોલ.

જીલ્લે પંચમહાલ.



પ્રત ૫૦૦૦ આવૃતી ૧ લી. સને ૧૯૨૦.


આ વીધ વીધ જાતનાં; પુસ્તક અપરંમપાર,
જોતાં જન રાજી થશે, આ ગમ્મતનો ભંડાર.

કીમત નથી ન્યા.

મોંઘવારીનાજ માત્ર બે આના.


નડીઆદ શ્રી શારદા વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં

શા. હરજીવનદાસ અમરસીએ છાપી.

(સ્ત્રીઓનાં ગુપ્ત દરદોનો કટ્ટો દુશ્મન.)

# વસુધા પીલ્સ.

ગોળી ડઝન ૧ ની કીંમત રૂ. ૧॥

આ વસુધા પીલ્સ સ્ત્રીએ છુપી જગોએ પાંડુરવથી લોહી તથા પીળું અને સફેદ પાણીનું પડવું તથા મગ ગુમડું ખાતનું જખમ વીગેરે છુપી જગોની તમામ ગરમી એટલે વીસફોટીક, ચાંદી અથવા પેશાબે બળતરા બળ તથા કમળનું ફાટવું વીગેરે તમામ દરદોને આ વસુધા પીલ્સ ટુંક મુદતમાં આરામ કરે છે. વળી નરમને લળ પડેલી ચામડીને સંકોચીને કઠણ અને સુંવાળી બનાવે અને સંસાર સુખ ભોગની પુરી મઝા બતાવે છે. ગોળી રોગી અને નીરોગી બન્નેના ઉપયોગમાં આવે વાપરવાની રીતનું હેન્ડબીલ દવા સાથે બીડવામાં આ. માટે એક વખત મંગાવીને ખાત્રી કરો.

લખો

જનરલ એજંટ-રાવ કવીની કુંપની. મુ. કાલોલ.

જીલ્લે પંચમહાલ

શ્રી ગણેશાય નમઃ



# અર્પણ પત્રીકા.

હતો ભુતકાળમાં હુને ભવિષ્યે છું સદા કાયમ,
સનાતન સુદ્ધ અવનીમાં પ્રકાશું સૂર્યસમ હરદમ.
તપુંછું અગ્નીમાં હુંને વીહરતો વ્યોમ પાતાળે,
ઝબકતો વીજળી પેરે અનંત શક્તિને આધારે.
બધે છું હું બધામાં હું વહું છું વાયુને જોરે,
ધરીને જન્મ બાળકનો રમું છું માતને ખોળે.
ધરીને સ્વાંગ રૂપાળા નીરાળા ખેલ હું ખેલું,
તરૂવર પહાડમાં હુંને નદીમાં નીર થઇ રેલું.
અમર હું એકલો વેદાંન્તના સીદ્ધાંન્ત આધારે,
સમર્પું મારી પોથી હું પડીને ચર્ણમાં મારે.

COMIC POYET.

ઉર્ફે

એ. પી. રાવ કુવી.

# સર્વે હક્ક સ્વાધીન.

---

## દોહરો.

સર્વ હક્ક સ્વાધીન પણ, પર આધીન આ પ્રાણ;
એ પર આધીન સ્વાધીન કરે તો ઊગ્યું પરમાણ.

---

# હાલમાં શું શું વધ્યું ?

## રંગત ૧

### ( કોમીક કવીતા. )

ફર્સ્ટ વધ્યા બહુ ફોટોગ્રાફર, બીજા બીડીસેલર બહુ,
ત્રીજે નંબર ટી મરચંટો ચોથ તણી હકીકત કહું;
હેર કટીંગ સલુન હાલમાં વોશીંગ કંપની થઇ વીષેશ,
પાન તણી પુષ્કળ શોપો ને બીડીનો જનરલ બીઝનેસ.
કોટનપ્રેસ થઇ ગઇ કંપનીઓ પેઢીઓનો પણ ક્યાંછે પાર
શોપો બહુ સોડા લેમનની ને હોટલ થઇ હારોહાર
...ટક પણ થયાં ન્યુ ફેશનનાં ઠામ ઠામ થયાં થીએટર,
... હાલમાં અગણીત એક્ટર મન માંન્યા મઇ મેનેજર.
... વધારો વૈદરાજનો તેથી ડબલ વધ્યા ડાક્ટર,
...વ જને સરવીસ સ્વીકારી કમી થયા કલટીવેટર.
કામ અને કારીગર વધીઆ કંઇક વધી ગયા કંટ્રાક્ટર,
નથી કમીના રહી નેટીવમાં મનમાંન્યા થઇ ગ્યા મીસ્ટર.
કોઇ ઇન્સપેક્ટર કોઈ ઓડીટર કોઈ બન્યા વેક્સીનેટર,
કોઇ બેરીસ્ટર કોઇ કલેક્ટર કોઇ થયા સોલીસીટર;
કોઇ વીઝીટર ને કોઇ પેઇન્ટર કોઇ પ્રીટર ને કોઇ પોટર
બાકી રહયા તે અટરપટર અને તેથી રહયા તે ટરરે ટરર.

(અપુર્ણ) કોમીક પોયટ ઉર્ફે રાવ-કવી.

## રંગત ૨

( રાગ ઉપરનો; ને ગાયન નીચેનું )

### પરદેસમાં કમાવા ગયેલા મીયાંને ઘેરથી
### ( બીબીએ લખેલો મુબારક લેટર )

ખુદાવંત ખાંસાબ હમારે જીનકા મીરઝાં ઝક્કી નાંમ
લખનોરસેં લીખીતંગ લોબડીકી કબુલ કરીઓ દુવાસલામ
જબસેં જેપુર આપ ગયેહો તબસેં આગ લગી તનમેં
જલે કલેજા કહું મે કીસકું મનકી સબ રહે ગઇ મન
છોડદીઆ ઘરબાર જાયકે પીયુ આપ પરદેશ બસે
ખરચીથી વો ખુટ ગઇ અબ તખલીફ પાતી કઇ દીનસે
મેરે મીયાંકુ માલુમ હોય કે અનાજ ઘરમેં આવ રહયા
પેસે લેઓ પઝારકે તો ઉસગેંસી કુછ લાવુનયા
યાં બકરી સુરખી બેચદઇ અબ ઉધાર આટા લાતીહું
મજુરી કરકે મેરે મીયાં મેં ઘરકી નાવ નીભાતી હું
તનપર કપડા એક નહી અબ મનમેં બહોત સુંઆતીહું
હાથ જોડકે માલીક પાસે મરનેકા મેં ચહાતી હું
દુસરા સાથ નીકા કરનેકા બીચાર ચલતા હે દીલ મેં
આપ ઉડાવો મોઝમઝે વાં ચુસકે ગાંજેકી ચીલમેં

બારે હાથકા યાં ફીરે બાંગડા ઈસલીએ એસા કરતી હું
મેરે મીયાંકુ માલુમ હોગા કે મુઝાગુઝાકે મરતી હું
વલી પેંદા હોયે વા ઠીક પેસે ચાર હેતા આપને ખરચ કીયા
જરૂર ઉસકા જુવાબ ભેજો વારીજાઊ મેં મેરે મીયાં
યાં ચુવેભી નાઠ ગયે ઘરમેંસો એસી તંગી આવ રહી
મનકી બાતાં મઉલા જાણે પાસમેં હે નહી એક પઈ
હરદમ બળીયે હુડીયાં કાઢે ઉલગયલે અકલાંને હેં
જલા એ ખાણા ને જલાએ પીણા હરદમ ખુન જલાતે હેં
મરગયલે એ માબાપુને એસા કાંસી હુંઢ દીઆ
હંગ ઢાલ દેખે બીન મેરા નીખોદીએસેં નીકા કીયા
વલી દોસ તમુકુ ભીલે ડાંડીએ અફીનીએ ગંજેડી યાર
ઉલગયલુંને ઉપેરને લુંટવાયા સારા ઘરબાર
બેચ ખાઈ બાવાકી મીલકત ઓર ઉડાદી આપ કમાઈ
જીનસાં મેરીજોથી ઓભી બેચ ખાઈ સબ બની બનાઈ
ખાંન બડે દીલજાન હમારે એ ખત પઢકે લીખો જુવાબ
આપ સીવા કો નહી હમારે નીકો [illegible] આજ
ખાવીન્દ માફ ખતા કરના મેં બડી આપસેં ડરતી હુ
ગમે સું કરકે પેસે ભેજો મેં યાં ભુખે મરતી હું
(લી. લોબડીની દુઆ સલાંમ)

(આ પત્ર વાંચતાંજ મીયાં સાહેબ તો ગુસ્સે થઈ ગયા)

અને એકદમ બોલી ઉઠયા કે.—

વાં મોરારજીકી મીલમાં હમારે શરમા શરમી ચલતે હેં
આના લુણકી ભાજી ખાકે હડડે તો અબ ગલતે હેં
ઢાલ બેચી તરવારભી બેચી હજી ઇજ્જતેં કરતે હેં
ઉછી ઉધારે કરકે હરદમ પેટ હમારા ભરતે હેં
વલી ઘરકી જોરૂ કાગજ ભેજે કે લડકે ભુખે મરતે હેં
તો મરો તમારી ભેણુકુ પરણું યાં ગંદા ઠડાકા કરતે હેં

(મીયાંએ બીબીને આપેલો જવાબ)

અજાનાના બીજા ભાગમાં.



## રંગત ૩

### (રાગ—રાગોટેજ જાવ)

### (દોઢ લાખનું દેવાળું.)

હોટલનું ગ્રોટલ ખેંચાતાં બોટલમાંજ બાવીસ હજાર
આ કોફીના થયા ચારસો બીડી પાનના સો કલદાર
ગાંજો ભાંગ નવ ગણ્યો ગણાએ ઉપલક ટાંકયા સત્તરસો
ત્રણસેંનો સુકો તંબાકુ અઢીસો આપ્યા અત્તરમેં
નવી હુકાને નવા ડ્રેસના નવસેં નગદી ઝુલે છે
મોદીની ચાહી ભુલ્યો પણ છસો ચોપડે ખુલે છે
નાચ નાચકામાં નવસો થયા ઉસ્તાદોના ઇઠયાશી
રંડીને રાજી રાખવામાં ખરચ થયા બસો બ્યાશી
મેજીસ્ટ્રેટે મહેર કરી મોં માગ્યા લીધા બાવીસેં
સટ્ટામાં થપ્પડ વાગી નવસેં ભરવા પળ આવી છે
બાણીનું શ્રીમંત સવાસો સાજાપુર મોકલવા છે
વેઈટીંગ રૂમની લાઈટ ડીપોઝીટ પંદરસો પોકવવા છે
પનીઆરી પાણીના ચાલીસ ભંડારીના પોણોસો
બ્યાશીનું બાતણું પેશી ગયું ગ્યાસલેટના પુરા સો

કુરૌ મીસ્રી ફરનીગરના ચોરાશી ચોખ્ખા  માગે
બારબરના બાવીસ ચડયા તે મોડા દેતાં માઠુ લાગે
નાટકના નાયક નરભાનો નાચ ઘણો વાહાલો લાગે
બચ્ચીના બાવીસ દીધા પણ તોય પાછો ચાલીસ માગે
ઉ-તેજનમાં એક કોથલી ટોળીમા ત્રણસેં વહેંચ્યા
સ્ટેજ વચે સનમાંન મળ્યું તે વખતે ...ાસો ફેંકયા
વફાદાર વેલી માલણતો નેવુની નાગણ દચ્છે છે
તંબોલણ તારાને ત્રેવાસ તોય હજી મેઆં દે છે
નવ લેખે નોકર નવ મહીના બસો બાર બદરૂદીનના
તેલી ટંટાથી ટીચ્યો પંચાણું પેઠા જમાંનમાં
દુધ વાળીઓ દસ માગે છે શાક પાંનના સાડાબાર
મેવામાં એકાશી દેવા ચલાવવો ચોખ્ખો વહેવાર.
ફેટીનનો  ટટ્ટુ ચમકયાથી  કોચમીનનો કર ભાગ્યા,
છસોનો ઘોડો ગુમાવ્યો  બસો  કોચમીને  માગ્યા.
રાવ કવીની રંગત જોતાં  સોનો  સાફો મેલ્યો છે,
પાછા રોકડા પચાસ  લીધા  કવી બડો પહોચેલો છે.
સોળ શોમલો ગોલો માગે  પંદર પસવા ઓઝાના,
સોનીના સાઠી સીચાથી  સાઈઠ  ટાઇપીન મોજાના.

પુર્નલગનમાં થયા પંદરસેં વરઘોડામાં નવસો વીસ.
પાડોશણમાં છસોનું પાણી તોય ન કરવા દેતી કીસ.
સાયકલમાંજ સવાસો પેઠા મોટરમાં અઠ્ઠાવીસેં,
પેઈન્ટર એકસો પચાસ માગે બજારમાં પણ બાવીસેં.
કોકીનમાં એકાશી ગીન્ની પાનપટીમાં પોણી સાઠ;
સાડાસાતસેં સરજન ખાતે તોય બંદા રહ્યા પોણાઆઠ.
ઘાટ ઘડી ગઇ દાંતણ ગુલબી આદાં ખાઈ ખોયા અઠસઠ,
ન્યાતે જમણી વાત લીધા સો હજી બસો લેવા ખટપટ.
નાગર માળીના નેઉ બાકી ધોબણ માગે એકાણું,
છસો સાઠ દઇ સગા છ જણને આજ કરાવ્યું વહુઆણું.
ત્રણ સોતક પેટીના ત્રણસેં તેર રૂપીઆ તબલાના,
સુઘરાઇના રસ્તર છ આના બે ઝાડુકાઢ ગબલાના.
એંશીનાં પુસ્તક માશીકો ધર્મ સમાજે છસો ધમ્યા,
ચોરાશીમાં થયા ચઉદસો તોય વીપ્રતો નાજ જમ્યા.
સાતસેં ગયા સાધુંના મઠમાં લોકલફંડે સો લીધા,
રોશન રંડીના જલસામાં પ્રમુખ થઇ પાંચસો દીધા.
હજામડી ઉથલી ઓટલેથી ચોટલો ઝાલીને ઉભી કરી,
ત્યારે તેણે ણુમ લગાવી બારસો દીધા તોય અરજી ખરી.

બાબીને ભુતાં વળગ્યાંતાં તે માટેજ ભુવો લાવ્યા,
નવ્વાણું નૈવેદ ધરાવ્યાં પાંચ ભુવાને પરખાવ્યા.
ત્યાશીનાં ટીપુને ચંગી પોપટના પોણા પંદર,
ટ્રેઈન ટીકીટો સાડી ચારસો મુસાફરી છસો અંદર.
કાડસટ સરકસ મેનેજરને સોનાં સાનોમેટાગ્રાફ.
જમપુરી જોયામાં ચાળીસ છસો ચારનું ફોનોગ્રાફ.
બાર હજારે બન્યો બંગલો સવા સાતસેંના કડીઆ.
બસો બાર કારીગર ખાતે તોય ડાર તો બહુ લડીઆ.
છુટક મજુર તણા છે છપ્પન ચુના ચક્કાના પચીસ,
પચાસનો પાટો પેટલાદી દલવાડીના દેવા વીસ.
ફેક્ટર મીલ બીડીઓથી બાળી નઉ હજારનીમ્યું નુકશાન,
હજી ચાર તે ઉતરે આટો ચાર હજાર ચડે નુકમાન.
ગારડનમાં ગાયો પેશી ગઇ નવસેં નેઉ તણું પાણી;
કુંડાં કેળો ને સઉ ક્યારા ગુલાબ ચંપો ધુળધાણી.
સર્વે સગાંનું સ્રાધ સરાવ્યું એક સામટું સાતમનું,
સવા સાતસેં થયા સીધામાં કહો હવે કરવું કયમનું
દારૂખાનામાં દીધા દોઢસો ફટાકડે તો કર્યાં ફજેત,
દીવાળીના દીવસે મેં બાળ્યું સળગી દાઢી મુછ સમેત

જમાલ ઝાંપે પડયા નાગડા જબ્બાર જોગી તણી જમાત
લહૂ લગાવી લીધા સાતસો તોય ઉપરથી મારી લાત,
દસ હજાર ગયા દાગીનામાં નથનીમાં નવસો દીધા,
એરીંગમાં એકસો ઇંઢયાની પાંચ પાલીસ વાગે લીધા.
મોચીના પચીસ બે આના   માવા માછીના છાસટ,
સટલ પરાગો પર લોક જાતાં ડુબી ગયા બારસો બાસટ.

મલ કુસ્તીની મઝા લુટતાં પ્રમુખ થતાં પંદર પટક્યા.
ત્યાં દશેક ગીનીઓ ગજવામાંથી ખીસ્સાફાડ લઇને સટક્યાં.
ચંદુ લાવ્યો ચલમ ચરસની પીધો ચડયોને અટર પડયો,
સવા બસોની સાયકલ ભાગી કપાળ વચ્ચે કાચ નડયો.

પરો પાંણીઓ પાણી ભરતાં પલંગ પર આવી બેઠો
અરાઢ રૂપીઆ ઇનામ દેતાં જોઇ ગયો ગોલો જેઠો.
હરાણીઆ હુરીઆના સત્તર લવાર લાલા ના ચાળીસ.
દયાળ ડોશી ઢીકરી બાને તાળી દઇને લઇ ગઇ ત્રીસ.

તરગાળા ટોળાને ત્રેવીસ  વણકર વાલાને પંદર,
રંગરેજ ના પાંચ પાવલું ઇંગલીશ પ્રીસ છસો અંદર.
બીલ્લી બેઠી હતી બારીએ બેરીએ દેખીને પાડી બુમ,
ચાર માર વસ્તી થઇ ભેગી ત્રીસ હજારની ત્રીજોરી ગુમ.

ચીરણુજીવી ઘેર ચકદશે જનમ્યા વધામણીમાં આપ્યા વીસ
સેન આવી બઅત્રાને જોવા તેને રોકડા દીધા ત્રીસ.
લગન કર્યું લાડકવાયાનું પંચાવનસેં પરખાવી,
પંદરસેં નગદી પલ્લામાં તોય કન્યા કાંણી આવી.
છસો વીસ થયા વરઘોડામાં ન્યાત જમાડયા માં નવસેં,
મરહુમ દાદાના દેવામાં ભરવા પડયા અઠ્ઠાવીસે.
ફોટોગ્રાફર ના ઇઠ્ઠોતેર પંદરનો લીધો પાવડર;
અગ્ગરના ઇજારામાં અઠ્ઠાવીસેં આપ્યો ઓરડર.
પાંજરા પોળનો મોટો પાડો એક દિન રીસાઇ ગયો,
મુરખા ગયા મનાવા તેમાં એકસપેન્સ રૂપીઆ આઠ થયો.
શીંગણીઓમાં રહ્યા ઓગણી કંટ્રાટે કાઢયું રાસળ.
હાથ મારીને લીધા આડસો તેથી વારંટ થયું પાછળ
દાદીમાનો દાંત પડી ગયો દટાવતાં રૂપીઆ થયા દસ.
દોઢસો નગદી લીધા ડાકટરે મટાડતાં ખુજલી ને ખસ
ગયાજી જાતાં ગયા બારસો પ્રયાગમાં થયા પંદરસો-
મથુરાંમાં મહારાજ જમાડયા બાર વીપ્રમાં થયા બસો,
ગાર્ડ મારતંરાની ગમ્મતમાં વાઇન રૂપીઆ વીસના પીધા.
તોય ટીકીટ કલેકટરે પાંચ પડાવી ઝાંપેથી જાવા દીધા.

હુવા ખાવાને ઉનાળામાં મીસ્ટર માથેરાન ગયા.
પાંચ હજાર નું પાણી થાતાં પડે ત્યાં દીન પાંચ રહયા
અફીણ ખાતે ગયા આહસે ચામાં ગયા છસે ચાળીસ.
ઉકકો ચાંદી તણો કરાવ્યો તેમાં દીધા પીસ્તાળીસ,
બહેરી ને આંખે દેખાડતાં બતરીસે ખરચાઇ ગયા.
સાય શ્રાન્ટરોડની સફેદ ગલીના બે લત્તા તો બાકી રહયા,
સોનું કર્યાનો કીમીઓ શીખતાં પચ્ચીસે ગયા પાણીમાં.
વશીકરણની વીધ્યા શીખતાં સાડ્ડીક ગયા ધુળધાણીમાં
બળલાની બાધા ઉતરાવી વાળંદે તો લીધા વીસ.
સેટ્ર પુંજાને ભ્રમ ભોજનમાં આપ્યા એકસો પીસ્તાળીસ
બારસે નાં બબલીના માટે રમકાં રંગીન લાવ્યા.
જભલુ ટોપી અને જાંગીઓ લઇ પંચાવન પરખાવ્યા
સવાલાખ ઘરનાજ ઉડાવ્યા પત્નીના પચીસ હજાર,
દોઢ લાખ તોયે દેવાળું ફટફટ બોલે બધું બજાર.
રીસ ચડી નેલીધી રીવોલવર છાતીમાં ચાંપી દીધી
લાશ જોવા લોકો થયા ભેગા બંદીને કેદી કીધી.
કચેરીમાં જઇ કહે કામની નૃપતી મારો કાંઇ ન વાંક,
દોઢ લાખની પુંજી તોયે ઘરમાં અન્ન નથી નવટાંક.

બાળક બેસાર્યો નીસાળે આજે એક થયો છે માસ.
દારા પાસે નથી દોઢીયુ અને વીણા ત્રણ થયા અપવાસ
રાજાએ રામાને છોડી કર્મ કંથનું જોઇ કાળુ.
જોજો યારો જોવા જેવું દોઢ લાખનું દેવાળુ.
વાંચીને વીર વીચાર કરજો ઉડાઉ આવા નવ થશો
અંતે સંકટ આવી પડતાં પેટ ભરીને પસ્તાશો.
કાને સાંભળી નજરે ભાળી અને કોપએ તો અનુમતા
ઉડાઉના આખ્યાન તણી આ રંગત કરતા રાવ-કવી

COMIC POET.

ઉર્ફે

એ. પી. રાવ. કવી.

# શેઠ અને મીયાંનો સંવાદ.

## રંગત ૪.

( રાગ—છે તેનો તેજ ચાલુ. )

સુણો બીરાધર ધ્યાન તુમોને નુકતા એક અજબ પાયા
દોસ્ત દારૂમેં બાત સુણી જબ દીલમેં બહોત હુસા આયા
એક સીપાઈ ભાઈ ગયે અણીએકેબર સોદાઉધાર લેનેકો,
સલામ કરકે સેઠ સાહેબકો લગે મીયાં ફીર કહેનેકો.

સેઠજી સુણુલો બાત જરાસી એક સુકન મેરા સુણુલો,
ચાર બીરાદર આયે આંગણે ઉધાર સીધા આજેદો,
સેઠ સાહેબ કહે સુણો મીયાં ભઇ ઉધાર આપે પૈસા જાય,
અગર ઉઘરાણી કરીએ તો ઘરાક મટીને દુશ્મન થાય.
વળી ઉધાર આપી આપ કનેથી વસુલ શીરીતે કરવું,
બેપાર એવા કરી વાયદો નથી અમારે ઉઠી જવું.
પૈસે ખાતીર શીરકા પટકા મીયાં ભાઇને ગીરો ધરા,
પૈસે ભરકે લે જાગે ના બાણી મા ભાઈસે કરાર કરા-
આરસેર ચાવલ તુલવાયા આટા સેર અઢાઇ લીયા,
તેલ નીમક મીરચી સબ મીલકે બાર આનેકા બીલ કીયા.
એ સબ પૈસે બસી ફજરમેં સેઠકે ઘર જા દે આયે,
બાર આનેકા બીલ ચુકાકે પટકેકુ પીછા લાયે.
મીયાં કે દીલમેં ગુસ્સા આયા પટકેકા કગ વાલું વેર,
આટે દાળમેં લીઇ આબરૂ કીયાહે ઉસને કાળા કેર.
વેર વાળવા વણીક સાથે મીયાં ભાઈને મેળ કીયા,
આલ મેલ ઉધારે ચલવી બનીએ કા મન મીઠા લીયા.
બાણીઆ બીચારા દીલકા ભોળા ચલા મીયાં કેકહેને પે,
નામા કરકે નીખોટ વાળા પૈસે ટકે ઉગીકે લે.

એવામાં દીવાળી આવી શેઠે સઉના હીસાબ કર્યા,
મીયાં ભાઇનું ખાતું જોતાં રૂપીઆ એકસો આઠ તર્યા
સેઠ કહે ખાંસાબ હવે તો નાણું બધું ચુકાવીદો.
આજથી હવે ઈસ્ટોપ આલવુ રૂપીઆ જલદી લાવીદો.
મીયાં ભાઇને બીચાર કીયાકે અબ અછછા આયા હેદાવ,
આજ વેર વાળું પટકેકા જબ દીલમેંસી રૂજે ઘાવ.
એસા ધારકે મીયાં ભાઇ ફીર લગે સેઠકુ કહેનેકુ.
દો માસ પીછે દાણું પકેગે પેસે તુમારે સબ ભરદુ.
બે માસનો કરી વાયદો મીયાં ભાઇ તો ઘેર ગયા,
શેઠ સાહેબને ખાનસાહેબ તો ફરીથી ભેગા નાજ થયા.
વદાડ પુરો થતાં શેઠ તો ઉઘરાણી આવી લાગ્યા,
સલાંમ આલે ગાંમ સાગ કહી મીયાં કને રૂપીઆ માગ્યા.
ખુદાવંત ખાંસાબ આપનો વદાડ આજે પુરો થયો,
સબ દીનકા સરવૈયાં દેખી હમારા હીસાબ ચુકાવી દો.
મીયાં કહે મહેરબાન સેઠ તુમ ખાલી ધકકે ખાતે હો,
હરઘડીએ ઉઘરાંણી કરકે જી મેરા ગભરાતે હો.
હાલ હમારા હાથ બંધહે એક પાઇભી હે નહી પાસ,
દાણે બેચકે પેસે દેઈગે. સેઠ જરા રખખો વીસવાસ.

દસ કલશી તો ડાંગર હોગી કલશી દો બાંનમી જુવાર,
બારે મણ બાજરીભી હોગી ગાડે દો હોઇગેજ શુમાર.
શેઠ કહે કે મીયાં તમે શા માટે આડુ બાલોછો,
પેસા દેવા પોચ નથીતો ઝખ મારવા માટે દયોછો.
નથી દુકાને ડાકીયું કરતા ખોટી દાનત રાખોછો,
આખર દાવો કરવો પડશે હા કહોછો કે ના કહોછો.
તમકુ પેસા આપવા પડશે વળી ઉપરથી થાશે વેર,
મહેરબાની કરી મીયાં સાબ તમે પેસાનીઝટ કરજોપેર.
મીયાં કહે મહેરબાની કરકે શેઠજી દસ દીન ઠેરો સબર.
ડાંગર બાજરી જુવાર દે કે સબ પેસે મેં દુંગા ભર.
વખત આવ્યોકે વાણી મામાઈતો ઉઘરાણી આવીપહોંચ્યા
કહે મીયાંને દાણા લાવો ઠોકાર તમે કયાંછે કયાં.
ડાંગર બાજરી જે કંઇ હોયતે સબ્બી હમકુ આપી દો.
જુનુ ખાતુ જમે કરાવી પછી વળી જોઇએ તે લયો
મીયાં કહે કે સેઠ સાબ તુમ સુણુલો મેરે દીલકી દાદ,
ડાંગર માંગર સબ કોવા ગઇ બહોતેરા બરસા બરસાદ.
બાજરી ભી સબ બટા ગઇ ઓર જીવડે સબ ખા ગયે જુવાર
ખાલી હમ તો ખરાબ હુવે ઓર હો બેઠ ઉઠે લાચાર

અબ તીન ચોળે ઓર મુગ મઠોસે ઉસકા સરડ ઉતારેંગે,
અબી સેઠ તુમ જાવો ઘરકુ કંડોલ હુમ સબ ભરદેંગે
કઠોળ તમોએ ભર્યું હોય તો આ ઘડીએ આપો અમને
મનમાં સારા માણુસ સમજી જાનુ સુ કહીએ તમને.
કંડોલકી કયા બાત કહું મેં સીંગ પપડીયાં સબ સડ ગઈ
સવડ હુવા ના સેઠ હાલમેં દમડી ભી દેણેકા નહી.
પુંખ પપડીયાં સીંગલકડીયાં સબકા હો ગયા સત્યાનાશ,
હાલ સેઠજી પીછે જાવો મોસમમાં દેઇગેજ કપાસ.
મોસમ ફોસમ વીત ગઈ જબ બણીઆ ઉઘરાણી અ
દુરસેં સેઠકુ દેખે આવને મીયાંભાઈ તો ગભરાયા.
શેઠ આવીને કર્યો સપાટો કહો મીયાંજી કયાં છે કપાસ,
હોય એટલો આપી અમને મટાડી ઘો વચમાંથી કવાસ
કપાસમેં તો પડે કાતરે ખોતર ખાયા સારા ખેત.
અબ કેરીયાં મઉડે વેચકે તુમકુ પૈસેકા કર દેઈગે વેત.
શેઠ કહેકે મીયાં તમે શીક જુઠાં બાંનાં બતલાવો,
કોરટમાં જઇ કરવો પડશે દેખીતો તમ પર દાવો.
દાવે માવેકી બાત છોડ કે સેડ અબી તુમ જાવો ઘર,
મઉડ કેરીયુંકી મોસમમેં સબ પેસે હુમ દેઇગે ભર.

વહાડ પુરો થયો એટલે શેઠ ગયા ખાંસાબ કને,
અને કહ્યું કે મીયાં સાબ હવે મકડાં કેરીઓ આપો મને,
ખીનીયાં મકડ સબ્બી ખીર ગયે આંબેકુ ના આયા મોર
અબતો શેઠજી પીછે જાવો પેસે તુમકુ દેઇગે પોર.
એ પોર ફોર સબ્બી જાણેદો સીદ્ધી રીતે બોલો આપ,
આ વખતે પૈસા પતવી દો નતો કમાવા આવ્યો બાપ.
ગમે તેમ વાળી ગોટાળો ગમે ત્યાં જઇને લાવી દયો,
ચાય ઘર ખેતરને ઘરાણે મુકી દેવું આજ પતાવી દો.
શેઠ લવારા કયા કરતે હો મેરા જી. તો કઇકા કઇ,
કેવો તમારા ચલેતે કરીઓ અબતો પઇ દેણેકા નઇ.
સેઠ બખત સબકા આતાહે યાદ કરો પટકેકી બાત.
લાખ રૂપેકી લીઇ આબરૂ બહોત બુરી બણીયેકી જાત.
શેઠ કહે ખાંસાબ તમારૂ જરાએ ડાપણુ નહી આલે,
વાંકા ચુંકા થાવ ભલે પણ છુટકો થશે રૂપીઆ આલે.
ખરી બાત કેદેણી ઉસમે કહો કાયકા ડાપણુ હે,
મરતે બાવાને કહા થા યું કે બણીયે કે ઘર થાપણુ હે
ચઉધે ભાર ચાંદીકી ચુડીઓ સો ભારકે સકલે કલ્લે,
બીસ ભાર સોનેકી બાલીયાં હે છે ભારકે દો છલ્લે.

એક ગદ્દેકા ગલુબંધ ઓર કમ્મરમેં રખનેકી કટાર,
સુન્નેકા એક પગડા તોડા રોકડ રૂપીએ દેઢ હજાર
પાઈ ધરાધર ગીણકે લેલો પેસુકા ઢીગલા વાંલા.
તમારી માફક હમારે તો નહી નીકાલના હે દેવાલા.
વીલુ મોં લઈને વાણીઆ ભાઈ રીસ ભર્યા ઘેરે આવ્યા
પછીથી મનમા વિચાર્યું કે મીયાં કને તો ના ફાવ્યા.
કચેરીમાં જઇ દાવો કીધો જુના દાખલા દેખાડ્યા,
જમે ઉધારે જોઇ જોઇને આવીસેં બાકી કાઢ્યા.
ખાંસાબને ખંખેરી નાંખી રૂપીઆ સઉ લીધા પતવી,
ખોટી ખરી તો ખુદાજ જાણે રંગત કરતા રાત્ર-દ્દી.

# ( આટલા પ્રકારના ખર કહેવાય. )

દીકરી દઇને વગોવે વર; તેનું નામ તે પહેલો ખર.
આંગળી ઘાલીને પુછે દર; તેનું નામ તે બીજો ખર.
પાણી-પીને પુછે ઘર; એનું નામ તે ત્રીજો ખર.
પર પુરૂષ પર રહે જે નર; એનું નામ તે ચોથો ખર.

ડાબે બેસીને વાઢે થડ; એનું નામ તે પાંચમો ખર.
કામ છતાં પણ કરે ફર ફર; એનું નામ તે છઠ્ઠો ખર.
ફરજ પુછયા વીણ કરે ભરભર; એનું નામ તે સાતમો ખર.
દેવ તણો નવ રાખે ડર; એનું નામ તે આઠમો ખર.
સુમ બનીને સંચે જર; એનું નામ તે નવમો ખર
વ્યસન સોખમાં વેચે ઘર; એનું નામ તે દસમો ખર.
ઘરની સ્ત્રીયાથી જે રહે પર; એનું નામ અગીઆરમો ખર.
વાટે જાતાં પકડે કર; એનું નામ તે બારમો ખર.
જેની હોય હરામ નજર; એનું નામ તે તેરમો ખર.
કામ તણી નવ જાણે કદર; એનું નામ તે ચઉદમો ખર
છત પામીને બતાવે છતર; એનું નામ પંદરમો ખર.
અક્ષુ નહી ને કરે ગાતર; એનું નામતે સોળમો ખર.

આવા મુરખ માનવી, તેને મુખે ન જાણવી મુછ
બાંદા વેશ્યા ઘરતણા, તેને મુછ નહી પણ પુંછ.

---

# ( આટલા પ્રકારના ડાહ્યા કહેવાય. )

શદગુરૂને શરણે જે ધાયો, એનું નાંમ તે પહેલો ડાહ્યો;
કરે વાત પણ ન જાય વાહ્યો, એનું નામ તે બીજો ડાહ્યો.
ધન મલ્યું ને તીરથ ધાયો, એનું નામ તે ત્રીજો ડાહ્યો;
પરમારથમાં પહેલો આયો, એનું નામ તે ચોથો ડાહ્યો.
પંચ વચ્ચે જઇને પરખાયો. એનું નામ તે પાંચમો ડાહ્યો;
દુશ્મનના દાવે નવ આયો, એનું નામ તે છઠ્ઠો ડાહ્યો.
રણમાં પાછો ધરે ન પાયો, એનું નામ તે સાતમો ડાહ્યો;
સર્વ કાર્યમાં રહે સવાયો, એનું નામ તે આઠમો ડાહ્યો.
કુડ કપટથી રહે પરાયો, એનું નામ તે નવમો ડાહ્યો;
બીન અપરાધી બંધ છોડાયો, એનું નામ તે દસમો ડાહ્યો.
કરે ઘરને નાંખે ઉંડા પાયો, એનું નામ અગીઆરમો ડાહ્યો;
ન્યાત હોય ત્યાં પહેલો નાહ્યો, એનું નામ તે બારમો ડાહ્યો.
વરવાડ હોય ત્યાં પુંઠે ધાયો, એનું નામ તે તેરમો ડાહ્યો;
નીતીથી નીજ નાવ ચલાયો, એનું નામ તે ચઉદમો ડાહ્યો.
કડવો બોલ સુખે ન કહાયો, એનું નામ તે પંદરમો ડાહ્યો;
સાખ પુરીને સત્ય ચલાયો, એનું નામ તે સોળમો ડાહ્યો.

# ( આટલી વસ્તુઓ ખુશ ગણાય છે. )

ભુમરીનું ખેતર ફુશ,
મરઘડીનું વેતર ફુશ.
હાંડીયાની ગાળો ફુશ,
રાંડવાનો ચાળો ફુશ.
આંધળાંની જારી ફુશ,
ઢંગ વીનાની નારી ફુશ.
બેરાના તો કાંન ફુશ,
અદાતાનું દાંન ફુશ,
ઢાંગીનું તો ધ્યાન ફુશ.
ઘર જમાઈનું માંન ફુશ,
બંધાયણીનું ઝોકું ખુશ.
કાચંડાનું ડોકું ફુશ,
ભુંડણનું તો છાણુ ખુશ.
ભીંડીનું તો વાણુ ખુશ,
તાડની તો છાયા ફુશ.
મુરખની તો માયા ખુશ.

શીમળાનું તો પુલ કુશ.
દીવેલાનુ મુળ કુશ,
ગપાટીનું વેણુ કુશ
આંધળાનાં નેણુ કુશ,
રાંડીરાંડનું ઘર કુશ.
ઉંદરડાનાં દર કુશ.

જુગારીનું નાણું કુશ.
ભીખારીનું ટાણું કુશ,
વાંજણીનું વહાણું કુશ.
બકરીઓનું ખાણું કુશ,
બુડથલનું તો બોલ્યું કુશ.
ઉંદરડાનું ફોલ્યું કુશ,
ઝાડમાં તો કેળ કુશ.
કુતરાનો મેળ કુશ.

( અપુર્ણ ) રાવ-ફતી.

# ( મોંઘવારીની મોંકાણ. )

( મનહરછંદ:—રાગ:—મનમમતો. )

વાણીઆટો બજારમાં ટોડે મડી વાટો કડે
અટેકે હુવેરો કસ કસ્યામાંય ના રહુયો
ખેડુતો કહે કે કોઇ ખળામાં તો પેઠી ખોટ
ઊગ્યુસાલમાં તો કાંઇ ઠીક પાક ના થયો
ફેરી ફરનારાઓના પેટમાં તો પડે ફાળ
ભાવ મોંઘા વખતમાં ધંધો કરીસુ કયો
ત્યારે—વોરાજી કહે ડારે ડઇએ વખત નક્કામો આવો
લોરૂ લક્ડા નાલખાનો ભાવ બી ચરી ગયો
લરાઇને લીઢે હાલ ઘણો મોંઘો ઠયો માલ
હુવેસાટસે હેવાલ ઇમસોચે સેથીઆ
જહ મીયાં કહે મેરે ઓણુ એસી તંગી આવ પડી
બેટેકુ બીવાયા ઓર નનીકા નીકા કીયા
સેથ કહે મેંબી યાર પેંડાસથી પાછો પરો
દોરાંને ડબ્બલ ભાવ માલના ચરી ગયા

મીયાં કહે કાયકુ તુમ કરો ખાલી માથાકુટ
મેરે જેસા રખ્ખો જીરસાલીયા ઇસકા નાહીઆ
હમારે બુઢ્ઢેને એક બનીએસેં બેપાર કીયા
સવાયાને દેઢા કરકે લાયે સોએક રૂપીએ
મુદત બીતીકે બણીયા બુઢે કુતો કેણુ લગા
મીયાં તમો પાસ મેરે સોક દેડસે હુવે
બુઢ્ઢેને જમાયા બાટ સોકે ઝટ કીયે સાઠ
આધે ગયે નાઠ ફીર તીસ બાકી રે ગયે
દસતો મેંજ દુંગા દસ દુસરેસેં દીવવાવું તુ?
દસમેં તે કયા દેણાસુ વસુલ પેસે હોગયે
બાકીકે પચાસ બપે ઉસકા બહાક કીયા
આવતી સાલમેં ઇસે ડબ્બલ લે જાઇઓ
શેઠ કહે મીયા એસો વાયડો વેપાર પડે
બુઢ્ઢાને કહાકે જાવ દીવાલીએ આઇઓ
શેઠ કહે દીવાળીએ ટમે શુ ડેવાના ડાંમ
બુઢ્ઢેને કહા કે ખાલી મગજ નખાઇઓ
આવું સાંભળીને શેઠ સુલેમાન બોલી ઉઠા
તારા બુઢ્ઢાએ બીઠીક પેંતરો લરાઇઓ

---

# આશકે માશુકને લખેલી પ્રેમી પત્રિકા.

વિશ્વને વિસ્મય બનાવનારી વહાલી, વિલાસી ! જ્યારથી તારૂ સુધાકર ચંદ્ર સરીખું, મનહર મુખડું મારી દ્રષ્ટિએ પડયું છે ત્યારથી અન્ય વસ્તુ તરફ જતી મારી સઘળી ચિત્તવૃત્તિ શાન્ત પડી છે. ઓ પ્રેમાળ બાળા ! તારાં ધનુષ્યની આકૃતિવાળાં નયનકટાક્ષોએ મારા કોમળ હૃદયમાં પ્રવેશ કરી મને પરવશ બનાવી દીધો છે. જેમ જામની ને દેદીપ્યમાન કરનાર વિદ્યુતના ઝળકારા સમાન તારા ચળકતાં ચમકતાં ચક્ષુઓએ કટાક્ષ ખંજર ફેંકી કરેલા કારી ઘાથી પીડા પામતો મનરાજ મરણને શરણ પડયો છે. ઓ હૃદય રમણી ! તારો સુંદર વીણા સમાન સ્વર સાંભળીને, વૃક્ષની લતાઓમાં ટહુકાર કરી વનને ગજાવી મુકનારી કોકીલા ફીકરમંદ થઈ, કાળી પડતી હોય તેમ જો ધારૂં તો તે પણ સ્વયંજ હશે. ઓ મનહરણી ! તારા ગુલાબના પુષ્પ સમાન સુંદર ગાલોને જોઈ, બગીચામાં ખીલી રહેલાં પુષ્પો શરમાઈને કરમાઈ ગયાં છે. ઓ ચંદ્રવદની ! તારાં અમ્રતથી પણ અધીક મીઠાશવાળાં વચનો મને વારેવારે યાદ આવે છે. વહાલી ! તેં આજદીન સુધી મારી સાથે અન્યતા દર્શાવી હસે; પરંતુ હવે તારૂં દયાળુ દીલ મારા તરફ દોરાયું છે. સુંદરી ! જો તું મનમાં પલી માની સ્વપ્ન સમાન સુખનો ભોગ કરી મનને શાન્ત કરતી હોય તો તે તારી મોટી ભુલ છે; કારણ કે તેં જ્યાંસુધી એકાન્ત અવાસમાં મારી

પ્રેમ પરીક્ષા લીધી નથી ત્યાંસુધી તારો ને મારો સ્વપ્નવત સ્નેહ એક અંજવાના જળ સમાન છે. સલુણી ! જ્યારે હું નીદ્રાવશ થાઉં છું ત્યારે તું સ્વપ્નામાં આવીને મને સતાવે છે. તેથી હું એકદમ ઝબકીને જાગ્રત થાઉં છું અને મારૂં ચિત્ત તને ભેટવાને ચહાય છે. ત્યારે તું એકદમ અદ્દશ્ય થાય છે. ઓ પ્રાણથી પ્યારી ! ઓ દખ્ખિન કુમારી ! મારૂં સઘળું લક્ષ હવે તારા તરફ દોરાયું છે. જેમ મોરનું ધ્યાન વરસાદની ગટામાં છે, નટનું દોરીમાં છે, પતંગીઆનું દીપકમાં, પનીહારીનું ઘડામાં, ચકોરનું ચંદ્રમાં, માછલીનું પાણીમાં, અને મધુકર નું કમળમાં જેવું ધ્યાન લાગી રહ્યું છે. તેવુંજ મારૂં શ્રીરહથી વ્યાકુલ થતું મુઝાતું આકરશાતું મન તારી પ્રેમાળ પ્રતિમા તરફ લાગી રહ્યું છે. ઓ લલીત લક્ષણી લલના ! તસ્માત વીધિએ લલાટમાં નીરમાણ કરેલા લેખને તારો સજળ સ્નેહ મેખ રૂપ થઈ પડયો છે. ઓ ચતુર ચપળા ! તારાં લોહચુંબક રૂપી પ્યારનાં ચિન્હો મારા લોહ રૂપી અંતઃકરણને ખેંચી રહ્યાં છે. ઓ નાજુક વદની ! જ્યાંસુધી મેં તારા જેવી કોમળાંગી સ્ત્રીનો સ્પર્શ કર્યો નથી ત્યાંસુધી આ મનુષ્ય જાતીમાં અવતાર લીધેલો હું વ્રથા માનું છું. ઓ સલુણી શ્યામા ! આ જુઠી માયાવી દુનીયાની દરકાર ન કરતાં કીરતારની સહાયતા મેળવી આ અલ્પ સંસારમાં આ ક્ષણભંગુર દેહ વડે જે એશ ઉડાવી લીધો એજ પોતાનું સાચું સાર્થક છે. એમ સમજી તારા સજળ સ્નેહને ન છુપાવતાં હવે પરિપૂર્ણ રીતે પ્રદીપ્ત કર. મારી વિશ્વાસુ ! વધુ લખી તારા નાજુક નેત્રોને તસ્દી આપવી તે યોગ્ય નહી તેમ ધારી મારી આગળ વધતી કલમને અટકાવું છું; થોભાવું છું.

## શેર.

ગોરૂં ગુલાબી ગાત્ર તારૂં, પાત્ર છે શુધ્ધ પ્રેમનું;
આ હૃદય રમણી જોઇ તુજને, હર્ષઘેલો હું બનું.
આ મન અધીરૂં મારૂં, આતુર છે મળવા અતી;
શાણી કહું સમ ખાઇને, જુદાઈ નહી રાખુ રતી.
બસ તુજ સમ સંસારમાં, વહાલું મુને કશુંએ નથી.
દીલદાર હૈયાહાર હું, પરવશ થયો તુજ પ્યારથી.
આ પત્ર વાંચીને પછી, શુધ્ધ સ્નેહ તું દરસાવજે;
કરવા પરીક્ષા પ્રેમની, એકાંન્તમાં તું આવજે.
દુનીયાં તણી દરકાર નહી, તુજ પ્યારને દીલમાં ધરૂં;
જીવજાન તું મારી હવે, પળ એક ના અળગી કરૂં.
જાહેર કહેવત જગતમાં, કોણ હશે અણજાણ.
ચહાતાને ચાહો અરે, મળતાને મળ પ્રાણ.

સીખીનં ગ-ભવિષ્યમાં તારા ખીલેલા યોવનનો અધિપતિ થવાની
ઇચ્છા ધરાવનાર સાચો પ્રેમી.



# ( ભગવાનની ભુલો. )

## ગાયન. કવ્વાલી.

( રાગ તો તમે જાણો છો તેજ )

પ્રભુના પ્રૌઢ કાર્યોમાં, ભુલો ભરચક ભરેલી છે,
અજયા ના સૌ જીવો સરખા, પ્રગટ કરતાં આ પ્રથ્વીને;
તફાવત ઉંચ નીચાનો, પ્રથમ કીધો વગર વાંકે,
હશે કારણ જુદાં તો એ કરી છે ભુલ ભગવાને.

ગુરોત્તર સર્વ પ્રાણીમાં, ભલા સમજીને બ્રાહ્મણને,
શુભેચ્છાથી વદન વાટે, કીધા ઉત્પન્ન કૃપાળુએ;
તેઓ બ્રાહ્મણપણું ભુલી, ભમે ભડીયારૂં કરવાને,
દીધું પદ ઉંચ એવાને, કરી એ ભુલ ભગવાને.

ઉગરવાને ઉપાધીથી, સુરક્ષિત રહેવા સ્રષ્ટિને,
ચીરી બાહુ કર્યા ઉત્પન્ન, ખરા વીર ધારી ક્ષત્રીને;
ખરા તે ખર ખુંખારેથી, ફરે ડગ પાછું ભરવાને,
ગણ્યા મરદો એ મરદાંને, કરી એ ભુલ ભગવાને.

વફાદારી વિષે વળગી, કરે વૈશ્યો વડો વહેપાર,
પ્રજા પોષે અને પંડે, ચલાવે ચારૂ કારોબાર;
ગણી એવું કીધા પેદા, ચીરી જુગદીશે જંઘાને,
પડયું ખોટું પ્રમાણેલું, કરી એ ભુલ ભગવાને.

ચરણુ ચીરી સ્રજ્યા શ્રમથી, પ્રજા પુજન કીલે શુદ્રો,
અધુના વણુ અધીકારે, ઉડાવે અવનવાં યુદ્ધો;
ગણે ના રાવ રાજાને, તજે માજન મલાજાને,
પડ્યા કેમ આર્યને પાને કરી એ ભુલ ભગવાને.

અધરમી અત્યાચારેથી, ગુજારે જીન્દગી સારી,
કુટાયે ન્યાય અંધારે, દુરાત્મા દ્વારે દીવાળી;
જીતે જગડામાં જુઠાઓ, મળે એ ભાગ બળીઆને,
નથી શીંગ પુંછ એવાને, કરી એ ભુલ ભગવાને.

COMIC POET.

**મી. રાવ-કવી.**

---

# સવાલ.

આકાશ ધરતી અગ્નિ પવન જળ, પાંચો કરે જઘડા ભારી,
કોણ નાનું મોટું પાંચોમાં, દો જુવાબ જોઈ હોશીઆરી.
અગ્ની કહે હું રહું પાણીમાં, મારી માયા છે સારી,
બીજી અગ્ની હું રહું સુરજમાં, મારા તેજની બલીહારી;
ત્રીજી અગ્ની કહે રહું શરીરમાં, ચલાવું કાયા અદકારી,
ચોથી અગ્ની કહે રહું જગતમાં, ઘરોઘરે છાયા મારી,
જીવન મરણની હું છું સાથી, અંતે પણ મુજથી યારી, કોણ નાનું

ધુન્ધુકારમાં વાયુ કહે છે, જુજ પવન ચલાવું છું,
બીજે પવન છે શ્વાસ આ મારી, ઘટ ઘટમાંય સમાવું છું;
ત્રીજે પવન ચાલે દુનીયાંમાં, ગુણી તને સમજાવું છું,
ઘડીમાં પુર્વ ને ઘડીમાં પશ્ચિમ, એવો નાચ નચાવું છું.
મારા વગર સઘળું અટકી રહે, મારાથી સ્રષ્ટી સારી, કોણ નાનું.
ધરતી કહે કે મારા જેવો, કોણ ધરે બીજું શણગાર,
વીન્ધ્યાચળ, ઉદીયાચળ, ક્રોણા, હેમાચળનો મુજ પર ભાર,
કૈલાસ પરવત ધોરીન્ધરા અને સદાશીવ રહે છે કેદાર,
અઢારસો ભાર વનસ્પતી, સૌ જીવ જંતુ રહે છે સંસાર.
માટીની છે મહીમા મોટી, માટીનાં સઉ નર નારી, કોણ નાનું.
પા[illegible] કે હું જગત રચી દઉં, તે તમને પરકાશ કરૂં,
જી[illegible]ખી ફેંખેરૂં, સઉના ઘટમાં વાસ કરૂં;
પ[illegible] થઇને વરસું, અન વન ફળ ફુલ ઘાસ કરૂં,
પળમાં સઉ પર કરૂં મહેરને, પળમાં સઉનો નાશ કરૂં.
નદી નાલાં ને તળાવ કુવા તર, મારાથી સઉ ફુલ ક્યારી, કોણ નાનું.
આકાશ કહે કે સમજો ભૈઓ, ચારો તમે મુરખ પ્યારા,
મારા તન પર ખીલી રહ્યા છે, રવી ચંન્દ્ર નવલખ તારા;
દલ બાદલ છે મારા ઉપર, ધર્યા ઇન્દ્રે જે નગારા,
સમજો ગુણી ગુણવાન વળી જે, સ્વર્ગ લોક ઉપર મારા.
પ્રથમ પુણી મંડાણ મારાથી, શું કહું જાજું વીસ્તારી, કોણ નાનું.

**મી. રાવ-કુવી.**

# ( મેરઈની મઝા. )

એક નવતમ નગરીમાં એક મફતો મેરાઈ રહેતો હતો તેને એક લખી નામની પાકદામન એટલે પતીવ્રતા સ્ત્રી હતી તે ઘણી ડાહીને પાંચ માણસોમાં પંકાય તેવી હતી તે જોગજોગે તેતરીહાના ખરકીઆમાં ટુંટીઆના રોગ થી ગુજરી ગઈ તેથી મેરાઈ મહા પંશ્ચાતમાં આવી પડયા, અને દુઃખી થવા લાગ્યા તેથી પોતે વિચાર કર્યો કે અમારી મેરાઇની ન્યાતમાં કન્યાઓનો કયાં તોટો છે; એક ગઈ તો બીજી આમ વિચાર કરીને રાજ માન રાજેસરી મીસ્ટર મફતા મેરાઇએ બીજીવાર મેરેજ કર્યું આ કન્યાનું નામ કંકુડી હતું વળી નામના પ્રમાણમાં રૂપાળી પણ હતી પરંતુ ખોડ ફક્ત એટલીજ હતી કે ચોથો પાયો નહોતો લગન કર્યાને બે ચાર મહિના વીત્યાબાદ મેરાઇએ આણુ મોકલાને નવીને પોતાને ઘેર તેડાવી લીધી નવી જરા રૂપાળી હતી તેથી દરજીને જરા ડર રહેતો કારણકે ગામ-માં લોફરોનું જોર વધારે હતું વળી કેટલાક લહેરી લાલા તો નવીને દીઠી ત્યારથીજ ત્યાં આંગળ સાંજ સવાર ફેરા પર ફેરા મારી રહ્યા હતા તેથી મેરાઇ નવીને નજીક બોલાવીને કહેવા લાગ્યા કે જો આ ગામમાં બધી લાલટોળી છે માટે તું બીલકુલ બહાર નીકળીશ નહી નવીએ પુછ્યું

કે લાલટોળી એટલે શું મેરઇએ કહ્યું કે જાણુતી નથી જો લાલે લાલ બજાવે તાલ, મા ભઠીઆરી બાપ કલાલ તેના છોકરા લાલે લાલ માટે માંબાપ જો તું મારૂં ગરીબનું માને તો કદી અહુર હવાર બહાર નીકળોશ નહી અને જો ના કહેવા ઉપર ગઇતો ફરીતું મારી નથી આ પ્રમાણે મેરાઈ નવીને શીખામણુ દઇને પોતે મંદીર તરફ ગયા, નવીએ વીચાર્યું કે, હું પરણીને આવી તે ગામના લોકો કયારે જાણુસે, માટે આજે કોઈ ઓર ઠાઠ કરીને પાણી ભરવાને બાને જરા નીકળી પડું તો ઠીક આમ ધારીને નવીએ તુરત ચાલુ જમાનામાં વપરાતોતદન નવો ડ્રેસ પહેર્યો અને આંધળાંને આંખ્યો ઉઘડી જાય એવી બની ભાઇ મેંતો નજરે જોએલા શું એનો ઠાઠ જાણે શામ રંગની સ્વદેશી મડમ માથે ફેશન એબલ છટાદાર વાળનો ગુચ્છો વળી કાનમાં ઇન્ડીઅન જુઠા હીરાનાં એરીન્ગ કોટમાં મીણીઆં મોતીની માળા ઠેઠ સુધી જુઠી ઝીક ભરેલી લાંબી બાંયોનું પેટન્ટ પોલકું, ચાઘરાને ફરતી ઝુલ અને તેની ઉપર હાલમાં વપરાતી સાદી પટ્ટીની ગરભ સુતરાઉ સાડી તથા પગમાં ગુજરાત લેધરની લેડી ફેશનની સ્વદેસી ખાસડીઓ વીગેરે પહેરીને બગલમાં બેડું લઇને મીસીસ કંકુડી વોટર ભરવા કુવા તરફ પલાયન થઈ અને ચાલી ચાલી કુવા પાસે આવી તેવામાં ભોગજોગે તેને સેજ વાછુટ થઈ તેથી તે એકદમ શરમાઇ જઇને

બેડું નીચે મુકી આમતેમ જોવાલાગી તો કુવાની નજીક ઓલાણમાં બેસી રહેલો એક આખલો તેની નજરે પડયો તેથી તે ઘણી લજવાઇગઇ ને વીચાર કરવા લાગી કે જો આ વાછુટ થયાની વાત આ રડયો આખલો જો કદી કોઇને કહી દેશે તો નક્કી હું ફજેત થઇશ એમ ધારીને નવી આખલાની પાસે આવીને, ખોળો પાથરીને હાથ જોડીને કરગરીને કહેવા લાગી કે આખલા વીરા, આ વાત તું કોઇને કહીશ નહી, પરંતુ મચ્છર કરડવાથી આખલો વારે વારે માથું હલાવે તેથી નવીએ જાણ્યું કે આ રોયો માનશે નહી ને મને ફજેત કરશે તેને ઘણા કાલાવાલા કર્યા પરંતુ હઠીલે આખલે બીલકુલ માન્યું નહી તેવામાં મફતો મેરાઇ મંદીરથી ઘેર આવ્યા, અને ઘરમાં જોયું તો નવીને દીઠી નહી, તેથી મેરાઇ બબડવા લાગ્યા કે આ ખરા બપોરે મારી બેટી કંકુડી કયાં ગઇ હશે લાવ તપાસ કરૂં એમ કહીને પાડોશમાં પાનકોર રહેતી હતી તેને પુછયું ત્યારે તેણે કહ્યું કે નવીતો મોઠે કુવે પાણી ભરવા ગઈ છે. એવું સાંભળતાંજ મફતો મેરાઈ તો હાથમાં ગજ લઇને નવીને પગલે ચઢ્યા ને કુવા આગળ આવીને જુવે છે તો કુવાના ઓલાણમા નવી હાથ જોડીને આખલાને કરગરતી હતી, તે જોઇ મેરાઇએ પુછયું કે રાંડ આ સું કરે છે. નવીએ જુવાબ આપ્યો કે કરમ સંજોગે આ કુવા ઉપર ચઢતાં મને સેજ વાછુટ થઇ તે આ આખલો સાંભળી ગયો છે. હવે કદાચ જો તે ગામમાં

જઇને આ વાત કોઇને કરશે તો નક્કી મારી ઇજ્જત જશે એટલા માટે હું એને ખોળા પાથરીને તારની કરગરૂં છું પણ અન્યાઠી આખલો બીલકુલ માંનતો નથી, હવે શું કરવું ? આખલો ગામના પોલીસ પટેલનો હતો તેથી મેરાઇએ નવીને કહ્યું કે ગભરાઇશ નહી આખલો પટેલનો માટે ચાલો આપડે પટેલને ત્યાં જઇએ અને આ વાત પટેલને ખાંનગીમાં બોલાવીને કહીએ એટલે પટેલ શાવણીઓ મોકલીને આખલાને ચોરામાં બોલાવશે અને ઠપકો દેશે એમ ધારીને મફતો ને કંકુડી બન્ને જણાં તાબડતોબ પટેલને ત્યાં ગયાં અને એકદમ પટેલની આગળ નજરાણું દાખલ રૂપીઆ પચીસ મુકીને પાઘડી ઉતારીને મેરાઇતો કહેવા લાગ્યો કે માબાપ મારી જતી આબરૂને અટકાવો કહીને રડી પડયો અને બધી હકીકત જાહેર કરી, તેથી પટેલે એકદમ ભંગીઆને બોલાવીને ગામમાં ઢંઢેરો પીટાવીને સાદ પડાવ્યો કે મફતા મેરાઈની નવી તા. ત્રીજી માહે માર્ચ સને ૧૯૧૪ ના રોજ બપોરના બારવાગે મીઠે કુવે પાણી ભરવા ગઈ હતી એને કુવા ઉપર ચઢતી વખતે સહેજ વાછુટ થઈ છે. એવી વાત આખલો જો કોઇને કહે તો કોઇએ સાચી માનવી નહી આ પ્રમાણે ગામમાં ઢંઢેરો પીટાવીને સાદ પડાવી દીધો, તેથી મફતો મેરાઈ ઘણાખુશથયા અને ઉભીઆબરૂએ હરખાતા હરખાતા નવીને તેડીને ઘેરગયા.

જોયો આ અકલનો ઉપયોગ વાહરે મારા મેરાઇ.

રાગ કવીતાનો,

## ને ગાયન સમજવા જેવું.

દેખા દેખી શીખ્યા ખોટું, સારી ટેવો કહાડી ને;
ફાધરને કહે ઢેમ ફુલ, વળી ગાળો દેતા માડીને.
વ્યસનની અંદર ભાનજ ભુલ્યા, આંખ્યો તો રહે છે રાતી;
ગાડરીઆ પ્રવાહની માફક, કેમ ડુબાછો ગુજરાતી.
બ્રાહ્મણ થઈ રૂદ્રાક્ષો મુકી, ગાયત્રી ગંગાને તીર,
પુત્રીને સાટે પીતા પરણે, બેનને સાટે પરણે વીર.
ચંદન ચરચી ચામ બગાડયું, જાતી કેવી પંક્રાતી;
ગાડરીઆ પ્રવાહની માફક, કેમ ડુબોછો ગુજરાતી.
નહાવાથી તો ટાઢજ વાય છે, જનોઇ તો ફાંસીનો દોર;
મીસ્ટ મેવાને મુકી પડતા, શીદ ખાવોછો ખાટા બોર.
હરામ ચસકો ભાઇને પડીઓ, બાઈ બજારે ટીચાતી;
ગાડરીઆ પ્રવાહની માફક, કેમ ડુબોછો ગુજરાતી
પાછળ શોખા બદલે આગળ, વાંકા તો લટીઆં લબડે;
તેલ અતરથી પાંથી પાડે, બીજા પણ છોને બગડે.
તરીઆનો પણ ટેસ વધ્યો છે, નહી ચરબી દીલમાં માતી;
ગાડરીઆ પ્રવાહની માફક, કેમ ડુબોછો ગુજરાતી.

કેમ અલી હું કેવી દેખઉં, મનમાં એવી મગરૂબી;
નવા ડ્રેસમાં નીત્ય નીત્ય ફરતી, વાહરે કળીયુગની ખુબી.
ઝીણા વસ્ત્રથી અંગ જણાવે, ઉઘાડી રાખે છાતી;
ગાડરીઆ પ્રવાહની માફક, કેમ ડુબોછો ગુજરતી
જાણે હું તો મડમ બની ગઇ, નહી ગુજરાતીની બેટી;
બળી ગાંસડી બહુ લુગડાની, રાખે ટ્રંક ડબો પેટી.
આ બાસકીટને ભજીઆં એતો, ઉઘાડે છોગે ખાતી;
ગાડરીઆ પ્રવાહની માફક કેમ ડુબોછો ગુજરાતી.
કોણી સુધીની ગઈ કાંચળી, ખભા સુધીની થઇ ચોળી;
નાંણાં વાળી અને ગરીબની, ભેગી થઈ સળગી હોળી.
અલી બેન હું એ પણ આવું, કરવાને ઝાઝું ચહાતી;
ગાડરીઆ પ્રવાહની માફક કેમ ડુબોછો ગુજરાતી.
ઘરમાં ખાવાનું છે કે નહી, તેની પણ કંઈ નહી પરવા;
નવા ડ્રેસને નવા નમુના, પહેરીને જોઈએ ફરવા.
ઘરડાં માત પીતાને દેખી. મનમા તો બહુ મુંઝાતી;
ગાડરીઆ પ્રવાહની માફક, કેમ ડુબોછો ગુજરાતી.
લાજ મલાજો અળગો મુકયો, અડધે માથે ઓઢીને;
સુધારાનો સોખજ લાગ્યો, જુની સીસ્ટમ છોડીને.
વઉજીનો આવેશ જોઇને, સાસુ ઘરમાં અકળાતી;
ગાડરીઆ પ્રવાહની માફક, કેમ ડુબોછો ગુજરાતી



# [ વાત નંબર વં ન. ]

સરફઅલી સેઠ એક ન્હાના ગાડામાં બેસીને, નજીકના ગામડામાં ઉઘરાણી કરવા નીકળ્યા, રસ્તે ગાડુ ધીમે ધીમે ચાલતું હતું તેવામાં એક મોટો ઢાળીઓ આવ્યો તેથી ને ગાડુ તે ઢાળ ઉપર ચડયું ને સેઠને જરા આંચકો લાગ્યો. તેથી તે એકદમ ગુસ્સે થયા, અને ગાડાવાળાને કરાંજીને કહેવા મંડ્યા કે [illegible] કેવાન આલુંકેલું ગાડુ હાંકે છે. [illegible] સાલુ ઘડીમાં ઉંચું થાય છે ને ઘડીમાં નીચું થાય છે, ત્યારે ગાડાવાળાએ કહ્યું કે શેઠ રસ્તો એવો છે તેને હું શું કરૂં વળી જુવો આ મોટો ઢાળ આવ્યો માટે સંભાળીને બેસજો આમ કહેતામાંતો બળદો એકદમ ઢાળથી નીચે ઉતરવાને દોડ્યા ત્યારે ગાડાવાળે કહ્યું કે શેઠ આડુ પકડજો એટલે તરતજ શેઠે પોતાની પહેરેલી કુડતીનું નાડુ પકડી લીધું એટલામાં મોટો આંચકો લાગ્યો તેથી શેઠ ધબ દઈને નીચે પડ્યા ને મોઢામાં મણ ધુળ પેસી ગઈ છેવટ ગાડાવાળે શેઠને ઉચકીને ગાડામાં બેસાડ્યા અને ધીમે ધીમે ગાડુ હાંકતો બારોબાર ઇસ્પીતાળમાં લઈ ગયો ત્યાં શેઠને હજાર સાંકડે

પુછયું કે શેઠ આ સું લાગ્યું છે, ત્યારે સેઠે ઢીલુ મોઢુ કરીને જુવાબ દીધો કે મેરબાન સાહેબ હું ભારના ગાશમા બેસીને યાંના નજીકના ગાંમરામાં ઉઘરાણી કરવા નીકલો ટે ગામસી ડોરેક ગાઉને છેતે આવા ટેવામાં ખુડાની એવીજ મરજી ઠઈ કે રસ્ટામાં એક મોતો ઢાલીઓ આવો ટેઠી બેલ એકદમ નાઠા ટારે બીચારે ગારા વાલે કીઢું કે સેઠ આરૂ પકરો આરૂ પકરો ટારે સાલો મે બી ટેવોજ કે આરાને બડકે સુંથનીનું નારૂ પકરીને બેથો ટેવામાં એક આચકો લાગો કે હું ઢબડઇને નીચે પરો, ને મોરામાં મનતોરી પેસી ગઈ વલી લમનામાંબી જરા જપત લાગી છે, માતે મેરબાની કરોને જરા સારી મીરીસન વાપરજો વલી લોકો કહેવત કહે છે તે ખોટીતો નઇજ સાલુ કીઢુ કંઇક ને સમજા કસુ ટે આંખનું કાજલ ગાંરે ગસું.

તદ્દન મફતમાં નશીબ અજમાવવાની—

# સોનેરી તક !

તદ્દન વનસ્પતિમાંથી બનાવેલ ઝેરી અને માદક પદાર્થોથી રહિત, અદ્ભુત પૌષ્ટિક, સ્વર સુધારકને ખુશબોદાર પવિત્ર " પીનતાન " નું ૪૫૫ ગોળીનું રૂપીઆ એક વાળું સુંદર પેકેટ ખરીદનારને રૂપીઆ ચાલીસ હજારના રોકડ ઇનામોમાંનું ઇનામી બીલ મફત મેળવી નસીબ અજમાવો વી. પી. સાથે રૂ. ૧-૩-૦ સામટા રૂ. ૧૦-૬-૦ મોકલનારને અગીઆર પેકેટ તથા અગીઆર ઇનામી બીલ મોકલવામાં આવશે વધુ માટે લખો.

મેસર્સ. બી. આર. શાહ.

સોલ એજન્ટ પીનતાન. ઈ. કાર્યાલય.

ચુણેલ-વાયા-નડીઆદ

નડીઆદમાં વાળંદોએ હજામતો બંધ કરી એજ પુસ્તક

# ખુબીનો ખજાનો.

ઉર્ફે

## ચાલુ જમાનાનો ચીતાર ભાગ-૧.

કીંમત રૂ. ૧॥.

વાંચો વિધ વિધ જાતનાં, પુસ્તક અપરમપાર;
પણ જોતાં ઝટ રાજી થશો. આ ગમ્મતનો ભંડાર.

સદા પરોપકારી અને ગુણગ્રાહી ભારતવાસી સજ્જનો તમોએ ઘણાંએ પુસ્તકો વાંચ્યા હશે, પરંતુ જ્યાંસુધી આ ખુબીનો ખજાનો જોયો નથી ત્યાંસુધી બધું વ્યર્થજ છે. જેમાં ગધ પધ, ગજલો, ફકરા, ફેન્સી કવીતાઓ. ટોનીક વાર્તાઓ, કોમીક કવાલીયો અને ચાલુ જમાનાનો આબેહુબ ચિતાર, વળી દરેક ન્યાતની દેશી વાળી રમુજી પ્રોસેસો વિગેરે ગમ્મતનાં ગાડે ગાડાં ઠાલવીને ખજાનો ખુબીથી તર કરેલો છે વળી પુસ્તક ખરીદનારનું પવિત્ર નામ બીજા ભાગમાં આશ્રયદાતા તરીકે પ્રસિદ્ધ કરવામાં આવશે. તો પુસ્તક ખરીદનાર ગૃહસ્થોએ પોતાનું પુરેપુરૂં નામ, ઠામ, ગામ વીગેરે ચોક્કસ લખી મોકલવું.

અમારૂં સરનામું:—

રાવ કવી. મુકામ કાલોલ. જીલ્લે પંચમહાલ.